# મેયાવતાચાર્યવંશનો

## ગરબો.

સંશોધક.

મહંત શ્રી મોહનદાસજી આત્મારામજી.
ઘી કાંટા—અમદાવાદ.

પ્રગટકર્તા.

સ્કૂલ માસ્તર નાથાલાલ શામળદાસ તથા
મીલ માસ્તર શંકરભાઈ આશાભાઈ.

અમદાવાદ.

"શ્રી સત્યપ્રકાશ" પ્રીંટીંગ પ્રેસમાં ડાહ્યાભાઈ શકરાભાઈ
ગાંધીએ છાપ્યો (ખાડીઆ) અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

મૂલ્ય બે આના.

મહંત શ્રી ૧૦૮ મોહનદાસજી ગુરુ આત્મારામજી.



સ્થળઃ ધી કાંટા—અમદાવાદ.

# પુસ્તકાર્પણ.

---

પરમ ઉદ્ધાર ગુણુસાગર શ્રીયુત મહંત મોહનદાસજી !
સ્થલ અમદાવાદ—ધીકાંટા શ્રી રામાનંદીયધર્મમંદિર.

આપશ્રીની ઉદારતા, ધર્મનિષ્ટા અતિ પ્રશંસનીય છે. વળી આપે રામાનંદીય માર્ગની ઉન્નતિનું યથાવિધિકાર્ય હાથલઇને શ્રીરામાનંદાદેશ ગ્રંથ છપાવ્યો છે તથા રામાનંદમતાબ્જભાસ્કરનું મૂળ—સંસ્કૃતસહ ભાષાંતર કરાવી છપાવ્યાનો આપ પ્રયાસ કરી રહ્યા છો, તેમજ આપશ્રીના પધાર્યાથી અધમ મનુષ્યો સદ્બોધદ્વારા મદ્યમાંસાદિ પદાર્થોથી મુક્ત થતા જાય છે, તેમ જ માજી મહંતશ્રી આત્મારામજીના મરણ પછી મંદિરમાં સારા સુધારા કરી દેશ પ્રદેશના મેવાવતોમાં તથા પૂજ્ય વિદ્વાનોમાં આપના સદ્ગુણોની કીર્તિ ફેલાઇ રહેલી છે ઇત્યાદિ ઇત્યાદિ સદ્ગુણોને લીધે આ પુસ્તક અર્પવા માટે અમારી વૃત્તિ આકર્ષાઇ છે; જેથી આ લઘુ ગ્રંથ કે જેમાં ફક્ત આપની ગાદી પરંપરાના મહંતોની વ્યાખ્યા સમાએલી છે તે ગરબો તથા ગરબા બીજામાં ગુરૂ મહીમાનું વખાણ અને ત્રીજામાં ઉત્તમ ઉપદેશ છે તે આપની આજ્ઞા લીધા શિવાય આપનાજ આપેલા ગરબા અર્પણ કરીયે છિયે.

પ્રકટકર્ત્તા.

---

# પ્રસ્તાવના.

---

પ્રિય પાઠકગણ ! આ લઘુ લેખવંત ગરબો છપાવી પ્રસિદ્ધ કરવામાં અમારો હેતુ એજ છે કે આપણા પુજ્ય મહંત મોહનદાસજી થા લઇ પુર્વે મંદિરની ગાદીએ થયેલા મહંતોનાં નામ આ ગાદીના સેવક સમુદાયને ગરબાના રાગે ગાવાથી સ્મર્ણમાં રહે. આ લેખ અમે કોઇનું દિલ દુખાવવા કે આપબડાઇ ખાટવાના હેતુથી પ્રસિદ્ધ કર્યો નથી; માત્ર ગુરૂ—વંશ ( ભક્તિ મહાત્મ્ય ) વધારવા છપાવ્યો છે. છતાં આ લેખમાં કંઇ ખામી રહેલી જણાય તો તે વાચક મહાશયો સુધારી લેશે એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

આપણા ગુરૂવર્યની ગાદી વિષે અત્યાર સુધી લોકોમાં અનેક રીતે અજાણતાથી ( મનમુખી ) કલ્પના ચાલતી હતી કે થી કાંટાવાળી ગાદિના મહંતોનું ગુરૂબંધારણ થોડાંક વર્ષ પુર્વે પાલણ-પુર જીલાના ગામ વાસણાથી થયું છે; પરંતુ મહંત શ્રી મોહનદાસજી એ છપાવેલી કલ્પિત વાત ખંડણ—પત્રિકાથી તથા તેજ મહંતે હાલમાં ઘણો શ્રમ લઇને રચેલા પ્રતાપી—વંશામૃત નામનો ગ્રંથ જોવાથી અને મંદિરના વહીવંચાઓનાં કવિતોથી તપાસ કરતાં આ ગાદીના મહંત અગ્રદાસજીની શિષ્ય ( પરમપરા ) થી ઉતરી આવેલા છે અને આ ગરબો પણ સચ્ચોટ સાક્ષી પુરે છે માટે આ અત્યંત ઉપયોગી લેખ માની પ્રકાશિત કર્યો છે તેને સર્વ મેયાવત વંશી ઉપયોગમાં લેશે એવી પુર્ણ આશા છે !

અમદાવાદ
૧૯૭૨ } પ્રસિદ્ધકર્ત્તા.



ગુરૂ શ્રી માનદાસજીના શિષ્ય સાધુ

હરિદાસજીનો બનાવેલો

# મેયવતાચાર્યવંશનો ગરબો.

( રાગ ત્રણ તાળી હીંચમાં. )

નમું ઇશ્વર ધર્મ આદિઆતમારે, અંતરયામી ઘટો ઘટ રામ;
શ્રી પંથ સનાતન મહાતમારે. ( ટેક )
ગુર્જર દેશમાં ગુણવંત શહેર સોહામણુંરે, વસે વસ્તી હિંદુ હરીજન;
અમદાવાદ તે રંગીલું રળીઆમણુંરે. ૧
ગાઉં ગરબો [1]પ્રતાપી પુરણ બ્રહ્મનોરે, સર્વે સાધુનો મેળવી સિદ્ધાંત;
વંશ પરમપરા તે ગુરૂ ધર્મનોરે. ૨
ગુરૂનો ધર્મ સંપ્રદાય વખાણીએરે, [2]ગલતા ગાદી સંગાથે સંબંધ;
જગજાહેર [3]રામાનંદ જાણીએરે. ૩

---

૧ મંદિરની પરંપરાના પ્રથમાચાર્ય. ૨ વૈષ્ણવોની મુખ્ય ગુરૂગાદી.
૩ શ્રીસંપ્રદાયના પ્રચારક.

[1]અગ્રદાસનો દ્વારો [2]રામગઢમાંરે, તેની છઠ્ઠી પેઢીએ [3]સુખરામ;
જેનો પ્રગટ પરચો દેશ બ્રહ્માંડમાંરે. ૪
તેના છોટાતે રામ સંત બાળકારે, નગરભીલોરા ચેતાવ્યું ચડીચોટ;
નાઠા નાસ્તિક કામી ક્રોધિ સ્યાળકારે. ૫
છોટારામ તણા તે એક શિષ્યરે, તેનું પ્રતાપીહર એવું નામ;
આવી અમદાવાદમાં તે વસ્યારે. ૬
પ્રથમ [4]દુધેશ્વર કિનારે ડારી ધૂણીઓરે, ચડીચોટ ચડી આવ્યો
[5]જહાંગીર; [6]ગુરૂના અંગ ઉપર આવી પુણીઓરે. ૭
પાંચ તલવારો મારી ગુરૂના અંગમાંરે, થયા સમાધિસ્થસોહંસાર;
તાળી લાગી તૂર્યાતીત સંગમાંરે. ૮
જુઓ પ્રગટ પરચો તે [7]પાણી થઇ પડીરે; પડયો બાદશાહ ગુરૂ-
જીને પાય; ગયો પાછો પોતાના રથમાં ચડીરે. ૯

---

૧ ગલતાના મહંતજી. ૨ ગલતા ગાદીની પાસે મહંતજી અગ્રદા-સજીનો ઉપદ્વારો. ૩ રામગઢની ગાદીના છઠ્ઠા મહંતજી. ૪ અહીંની નદી કિનારે. ૫ દિલ્લીનો બાદશાહ ને અકબરનો પુત્ર. ૬ અત્રેના શાહઆલમના આમંત્રણથી જહાંગીર ગુજરાત જોવાને આવ્યો હતો તેણે સાબરમતીના કિનારાવાળી જગ્યા પસંદ કરી મહારાજ પ્રતાપી હરદાસજીના મંદિર પાસે પડાવ રાખ્યો; પણ તેથી શાહને ભજનથી કંટાળો આવતાં લડાઇ થઇ ને છેવટે ક્રોધ ચઢવાથી મહારાજ પ્રતાપી હરદાસજીના ઉપર ધસી તેણે એક પછી બીજો એમ તરવારોના પાંચ ઘા (મહારાજના) માથામાં કર્યા; પરંતુ કશી ઇજાજ ન થઇ જેથી ઓલીયાની માફી માગી. ૭ પાણી થઇ ગઇ.

આવ્યો બાદશાહ બહુ રંગીલા ગામમાંરે, દીવાન સાથે લખાવ્યો દસ્તાવેજ; જક્ત [1]જાત્રા છાપી ગુરૂના [2]ધામમાંરે. ૧૦
ગુરૂ પ્રતાપી પધાર્યા પર્મધામમારે, જીવિત લીધી સમાધિ શ્રીસંત; તેજ તત્ત્વ મળ્યું સુંદર સ્યામમાંરે. ૧૧
[3]નારયણદાસે ભંડારો કર્યો ભાવતોરે, [4]તુલસી ચોતરો ચણાવ્યો સુંદર સાર; થયા પોતે નારાયણ ફેરો ફાવતોરે. ૧૨
તેમના [5]વિષ્ણુદાસ તે વહેવારીઆરે, થયા મહંત નારાયણ પછી નામ; તેના [6]મન્નોહર મદ નિવારીઆરે, ૧૩
[7]મૂળ જગ્યા હતી ત્યાં મેદાન થઇપડયુંરે, સાબરમતીનું ચઢાચઢી પૂર; મંદિર પડી ખડીને જળમાં ગયુંરે. ૧૪
ગુરૂ મન્નોહર પધાર્યા માયાવંશમાંરે, [8]બાવીપુરમાં બંધાવી બીજો ધામ; પતિતપાવન પ્રગટયા શ્રીના અંશમાંરે. ૧૫
ગુરૂ મન્નોહર મહંત થયા આપથીરે, ભારે ભંડારો કરીને ભગવંત; માયાવંશ ચેતાવી ગુરૂ આપથીરે. ૧૬
ભૂપત ભાવ મુંડિત મન્નોહરનારે, [9]જક્ત જયરામદાસજીએ

---

૧ દીવાસાની તથા બળેવની. ૨ ત્યાં પુર્વે મંદિર હતું ૩ પ્રતાપી હરદાસજીના પાટવી શિષ્ય ૪ મહારાજ પ્રતાપી હરદાસજીએ જીવતાં સમાધી લીધી તેમની મરણભૂમી ઉપર તુલસી ચોતરો બંધાવ્યો જે અધાપી વિદ્યમાન છે. ૫ નારણદાસજીના શિષ્ય. ૬ વિષ્ણુદાસજીના શિષ્ય. ૭ દુધેશ્વરવાળું મંદિર. ૮ અત્રેના લાલ દરવાજા પાસેના મહોલ્લામાં ૯ ભાવદાસજીના શિષ્ય.

જોઈ; શિષ્ય ૧વસન વાણોતર ગુરૂવરનારે. ૧૭

[2]બહુ દિવસ બાવીપુરમાં ના રહ્યારે, વેગે જમીન લીધી વિસ્તાર;
પ્રભુ થયા પ્રસન્ન ને કરી હ્યારે. ૧૮

[3]ઘીના કાંટે આવી ઘાટ ચણાવિયોરે, શહેર વચે શોભાવ્યો સિદ્ધ;
[4]તારકમંત્ર કંગાલને ભણાવિયોરે. ૧૯

ગુરૂ વસને ચણાવી [5]કુડી મેડીઓરે, ઘીના કાંટે રચાવ્યો ઘણો ઘાટ;
દેવ દૂધેશ્વરમાં ચણાવી [6]દેરીઓરે. ૨૦

મંદિર ઠાઠમાં તે ઠીક બાંધિયુંરે, પૂજ્યમૂરતિ સ્થાપી [7]સુંદર સ્યામ;
સર્વ સેવકોને મન ભાવિયુંરે. ૨૧

[8]ગુરૂ ગયા [9]અશારવે માન માપથીરે, આપ્યો [10]પરચો પટેલને
પ્રભુતાઈ; થયા [11]સમાધિસ્થ ગુરૂ આપથીરે. ૨૨

ગુરૂ-વસનના મલુકે થયા મહાતમારે. તત્વ ચીન્હો હઠથી હરીજન;
જીવન-મુક્ત કેવળ બ્રહ્મઆતમારે. ૨૩

---

૧ જયરામદાસજીના શિષ્ય. ૨ આસપાસ મુસલમાનોની વસ્તીના લીધે. ૩ વર્તમાન મંદિર છે. ૪ કડી પ્રાંતના ગામ હાડવીના માયા વંશના પુત્ર તેમને વૈરાગ્ય આવવાથી ઘણું દ્રવ્ય લઇ ગુરુચરણમાં અર્પણ કરી સાધુ થયા. ૫ મંદિરમાં જે કંગાલના નામથી જુનો મેડો વિદ્યમાન છે તે. ૬ ત્યાંના એક ખેતરમાં વિદ્યમાન મરણ સમાધીઓ છે તે. ૭ચતુર્ભુજની મુર્તિ ૮ વિસનદાસજી મહારાજ. ૯ અતરેના જુના ગામ અસારવે. ૧૦ વાંઝીયા મહેણું મટાડયું. ૧૧ ગુરૂ વસનદાસજી અસારવાના એક તળાવ કિનારાના ખેતરમાં જીવિત સમાધિસ્થ થયા, તેમની સમાધી હજુ સ્ટેશન પાસે કાયમ છે.

મલુક સ્વામીએ ભંડારો ભારે આદર્યોરે, મેળામાં મળી હતી વર્ણ વિચાર; તે દિવસ હેવે દીધો પાધરોરે. ૨૪
બેઠા ગાદીએ મલુક મહારાજરે, મળ્યું [1]તિલક થયા તત્વરૂપ; જટા ઉતારી થયા જોગીરાજરે. ૨૫
મલુકના સેવક સારા દીસે શોભતારે, [2]કેવળ પ્રધાન પૂજારી[3] અનૂપ; નહિ કામી ક્રોધી કે લોભતારે. ૨૬
[4]ખાખીબાલા તે રામ જાણો બાળકારે [5]મોટા **આત્મારામ** આડે આંક; જાણે શરીર સુતરના ફાળકારે. ૨૭
કેફ કુટીલ ધર્મ નહી નાચાણુંરે, બ્રહ્મચારી રૂપે ભગવંત; એવું પવિત્ર પ્રસિદ્ધ મંદિર આપણુંરે. ૨૮
ગુરૂ મલુક મહાલોકમાં સંચર્યારે, મરણ દિવસ ભાખી ભવિષ્ય; બ્રહ્માનંદ આનંદી સંત છે ખરારે. ૨૯
ગુરૂ કેવળે ભંડારો કર્યો ભાવતોરે, ગાદીએ બેઠા ગુરૂજી ગુણવાન; તેમનો ફેરો સંસારમાં થયો ફાવતોરે. ૩૦
થયા પ્રધાન **મંછારામ** પ્રેમથીરે, કેવળગાદી તણો અધિકાર; ચેલા ચાલે ગુરૂના નિજ નેમથીરે. ૩૧
વલ્લભરામ વામનરૂપ [6]વેદીઆરે, નિત્ય હોમ કરતા હરીહર; માધવદાસ પૂજારી ભ્રમ ભેદીઆરે. ૩૨

---

૧ ગાદીનું તિલક. ૨ મલુકદાસજીના પાટવી શિષ્ય. ૩ પૂજારીનું નામ. ૪ ત્યાગી. ૫ આ નામના બે પુરૂષો છે તેમાં મોટા આત્મારામજીને જાણવા. ૬ નિત્ય હોમના કરનારા તથા વેદવેત્તા.

મંછારામે ભંડારો ભારે કેળવ્યોરે, બેઠા ગાદીએ ગુરૂ ગુણાતીત;
સહુ સેવક લોકોએ મત મેળવ્યોરે. ૩૩

ગુરૂ માન પ્રધાન મંછારામનારે, [૧]દેવીદાસ ભંડારી ભરપૂર;
માધુ કૃષ્ણ કોઠારી જુના નામનારે. ૩૪

પુજારી પીતામ્બરદાસ રહ્યા પાસમાંરે, બીજા સેવકો ફંટાયા
બહુ બહાર; હતા તેઓ રહેતા જુદા વાસમાંરે. ૩૫

ગામ વાસણું પાલનપુરની પાસમાંરે, મહંત [૨]મકનનામનું પછી
માપ; [૩]રૂપદાસને તે રાખવા ઉદાસમાંરે. ૩૬

[૪]ચાલ્યા મંછારામ તે સાથે જોગલોરે, એવા પાસ પુરૂષ લઇ પાંચ;
[૫]લાલ. [૬]બાલ. [૭]ભગુ બ્રાહ્મણ [૮]બોઘલોરે. ૩૭

ગયા વાસણામાં વેગેથી વધાવીઆરે, સેવક સાધુ મળી સર્વે સાથ;
પ્રથમ પ્રમુખ તિલકની ભેટ લાવીઆરે. ૩૮

રૂપદાસને[૯] તિલક આપી આવીઆરે, ભેટ પૂજા લઇને ભલી ભાત;
ઘણું સેવક લોકોની સાથે ફાવીઆરે. ૩૯

---

૧ માનદાસજીના શિષ્ય માનીતા. ૨ વાસણાના મહંતનું નામ ૩ વાસણાના મહંત મકનદાસજીના પાટવી શિષ્યનું નામ. ૪ વાસણાવાળા મહંત રૂપદાસજીએ ભંડારો કર્યો તે વખતે અહીથી મહંત મંછારામજી ત્યાં પધાર્યા હતા. ૫ જુગલદાસજી તથા સાધુલાલદાસજી સારંગપુરના તથા રાજપુરના ૬ બાલારામ ખાખી ૭ મંદિરનો ગામોટ, ૮ શાહ-પુરનો બડવો ૯ ગાદીનશીન.

ગયા ખંભાત નગરે [1]ગુરૂ એકલારે, સાથે સેવક [2]ડાહ્યા દિલ સાર;
શેઠ [3]સમન સેવામાં સારા છે ભલારે. ૪૦
પ્રથમ ઉતર્યા કાજણપુરના વાસમાંરે, સેવક શામળે કર્યો સતકાર;
પ્રભુ પધરામણીઓ ફેરાવી બધા વાસમાંરે. ૪૧
થયા સેવક ત્રણસેં ઘરના સામટારે, ગુરૂ મંછારામનો મળ્યે બોધ;
વેદ–વિજય–ધર્મના ઉડાડયા વાવટારે. ૪૨
ત્યાંથી ગયા ગુરૂ [4]દરાપુરે દેવરે, વસ્તી વચ્ચે ગાડયું નિશાન;
સેવક સાધુ [5]સંસારી સિદ્ધ સેવરે. ૪૩
[6]નવગામના ભેલા થયા ભાવીરે, કરી ઠરાવ એકમત ઠીક;
ભલીભાતે તે ભેટ પૂજા લાવીરે. ૪૪
[7]બાંધ્યું મંદિર તે બહુ બુધ નામીરે, શિષ્ય [8]શીતળ મેલ્યો [9]શ્રીસંગ
ગયા [10]વિખમપુર [11]વેદ [12]સ્વામીરે. ૪૫
[13]નિજ કર્યો નિવાસ [14]પુરબ્હારરે, ગાદીપતિ [15]ગોદડના ઘેર;
બીજા સેવક સુણી આવ્યા સારરે. ૪૬
[16]નાખ્યા પાયા ધર્મના ગુરુ પ્રેમથીરે, બાંધ્યું મંદિર[17]બરાનપુર

---

૧ ગુરૂ મંછારામ ખંભાત ગયા તે વખતે પટણીની ન્યાતના આગેવાન ડાહ્યા કાનજી સાથે ગયા હતા. ૨ ખંભાતની વણકર–માયા વંશીઓની ન્યાતના પટેલ. ૩ મંછારામના શિષ્ય ૪ વડોદરા પ્રાંન્તનું નામ. ૫ ભોગીઓને. ૬ પંચ. ૭ દરાપુરામાં ૮ સાધુનું નામ ૯ ઠાકોરજીનો પૂજારી. ૧૦ વડોદરામાંજ. ૧૧ વેદોના જાણનાર ૧૨ શુક્લ સંન્યાસી. ૧૩ ગુરૂમંછારામ. ૧૪ શેહેરથી બહાર (બુરાનપુરામાં.) ૧૫ સાધુનું નામ. ૧૬ મંદિરના. ૧૭ બુરાનપુરમાં કાયમ છે તે.

બેસ; હજુ કાયમ છે બીજાનું નથી રે. ૪૭

ગયા સુરત સર્વોત્તમ શહેરમાંરે, રાખી ટુંકીપરામાંહિ ટેક;
[1]બાવાબાલકને બેસાર્યા લહેરમાંરે. ૪૮

મુંબઇ [2]માયાવંશીના મંદિરમાંરે, જોગી [3]જયરામદાસજીને જોઇ;
કર્યા ગાદિપતિ[4] આવીરમાંરે. ૪૯

[5]કહેણુ આવ્યું [6]કપડવંજથી [7]કારમુંરે, લહેવા [8]લાલા [9]મડાદરીએ
લ્હાવ; પ્રભુ [10]પૂજ્ય ઉત્સવ નહિ બારમુંરે. ૫૦

આવ્યા આતરસુંબે ગુરૂ આપરે, [11]ભૂતનાથને ત્હેરાવ્યો ભેખ;
તેનો તુરંત ટાળયો સંતાપરે. ૫૧

એમ વધાર્યું મંદિર ગુરૂ વાસમાં રે, બીજી બાંધી હવેલીની હાર;
ચોક ચોકી [12]જૂની [13]જાગ પાસમાંરે. ૫૨

મંછારામના તે થયા રિમાન રાજરે, સદા ફરીયા દેશાવર દેવ;
અંતે આવીઆ ગુરૂવર કાજરે. ૫૩

ગુરૂએ આપી કુંચીઓ રામનામનીરે, થયા ગાદીપતી ગુરૂદેવ;
સંચી દ્રવ્ય શોભા કહી શ્રીધામનીરે. ૫૪

---

૧ સાધુનું નામ. ૨ મેયાવતોના. ૩ મહંતનું નામ. ૪ અત્રે આપણા ગુરુની ગાદીના મહંતોની સાથે સંબંધ. ૫ પત્ર. ૬ કાચ તથા સાબુના ઉદ્યોગમાં પ્રખ્યાત છે તે. ૭ એકાએક. ૮ સેવકનું નામ. ૯ અટક ૧૦ પૂજા. ૧૧ નવનાથમાંનો ભુતનાથ પંથીસાધુ. ૧૨ વર્તમાનમાં દીવાનખાનું છે તે. ૧૩ મંદિર.

થયા માનદાસ મર્ણ[1] શહેર બહારમાંરે, રોકયા[2] દરવાજે પેસતા દેવ;
નહી જવા દેયેજી[3] વહેવારમાંરે. ૫૫

સેવક[4] અમથે કલેકટર મંગાવીયારે, [5]જીમ સાહેબ જોરાવર જોધ;
કરી રજા તે રામ ધામ લાવિયારે. ૫૬

આતમારામ તે શિષ્ય માનદાસનારે, થયા ભંડારો કરી ગુરૂ ભૂપ;
શ્રીની સેવા લીધી સત ઉપાસનારે. ૫૭

આતમારામ તે સાધુ[6] સહેલાણીઆરે, રાજરીતે ચલાવ્યું મંદિર;
માને માઝા શાહુકાર શેઠ વાણીઆરે. ૫૮

ગરબો પરંપરાનો વખાણીઓરે, અથર્વંશથી લઇ વેદ વાત;
સત્ય ધર્મ રામાનંદ જાણીઓરે. ૫૯

સંવત ઓગણીસે છિંતાલીની સાલમાંરે, આશો વદી દિવાળી દિવસ;
ગાયો ગરબો[7] હરીદાસે ઘણા વહાલમાંરે. ૬૦



૧ ગુરૂ માનદાસજીનું મરણ બહારગામથી આવતાં શહેર બહાર થયું હતું. ૨ દરવાજાના સીપાઈઓએ શહેરમાં દાખલ કરવા દીધા નહી. ૩ કાયદાથી. ૪ મુલગાની ન્યાતમાં ગણાતા ૪દાંડી વાસના ૫ કલેકટરનું નામ ૬ શોખીન ૭ માનદાસજીના શિષ્ય કોઠારી.

# મજકુર મંદિરના મહંત મહારાજ કેવલરામના એક સેવક (ભકત) ખેમાએ ગાએલા ગુરૂમહિમાનો ગરબો.

( રાગ ત્રણ તાળીની ચાલનો. )

ગરબો સતગુરૂનો રમીએ, કે જુઠડે માર્ગે ના ભમીએ;
કે સંગત સાધુની ગમીએરે.—ગરબો. ( ટેક )
કારતકે કર્મ ગયાં નાસી, થઈ હું સતગુરૂની દાસી;
હવે હું નહીં ભમું કાશીરે. ગરબો. ૧
માગસરે મન મારૂં મળિયું, વિષયા ભાવ થકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળિયુંરે—ગરબો. ૨
પોષે પાસે છે સ્વામી, ઘટમાં અલખપુરૂષ પામી;
કે પ્રીતિ મારી પ્રભુથી જામીરે.—ગરબો. ૩
મહાએ મહા પદવી પામી, મળ્યા મને પોતાના સ્વામી;
કે નિશ દિન રહી છું શીશ નામીરે.—ગરબો. ૪
ફાગણે બ્રહ્મ રહ્યો ફૂલી, હવે હું તો દેહદશા ભૂલી;
કે મંછા સુખસાગર ઝૂલીરે—ગરબો. ૫
ચઇતરે ચૈતન્ય થઇ જાગી, સુષમણા સહેજ ચઢી પાગી;
કે આતમરામે રંગ લાગીરે—ગરબો. ૬
વૈશાખે વિશ્વતણો દાતા, પ્રભુ સબ જગતણો કર્તા;

કે લાગી મને અંતરગત સુરતારે—ગરબો. ૭
જેઠે જુગત નથી કાચી, પ્રભુજીની વાત જડી સાચી;
કે મહેમાં મગ્ન થઈ નાચીરે—ગરબો. ૮
અષાઢે અખંડ ધુન્ય લાગી, ગોળી ગુરૂ જ્ઞાનતણી વાગી;
કે જોઓ બ્રહ્મ સચરાચર જાગીરે—ગરબો. ૯
શ્રાવણે સુરત ચઢી ઉંચી, સુરતા મારી સતગુરૂમાં ખુંચી;
કે પામી હું તો બ્રહ્મતણી કુંચીરે—ગરબો. ૧૦
ભાદરવે ભ્રમ મારો ભાગ્યો, અનુભવ આત્મ સંગ લાગ્યો;
કે દ્વૈતાદ્વૈત મતો ત્યાગોરે—ગરબો. ૧૧
આસોની રજની ઉજવાળી, રમવા સંત સખી ચાલી;
કે હરી હીક ગુરૂચરણ ઝાલીરે—ગરબો. ૧૨
ગરબો વરષતણો કીધો, કે ભાવાર્થ સતગુરૂથી લીધો;
કે એમે હરીરંગરસ પીધોરે—ગરબો. ૧૩

---

## પ્રીતમદાસના મહિના.

### ગરબી. ૩ તાળી.

---

કારતકે કર્મ નિવાર, કહું તે માટેરે;
આવ્યો લક્ષ ચોરાશી વાર, આણી વાટેરે. ૧
તું જન્મ મરણ અવતાર, બહુ અવતરિયોરે;

તોય નાવ્યો પંથનો પાર, ફેરા બહુ ફરિયોરે. ૨
તારો જન્મ અવર્થો જાય, જીવ અભાગીરે;
તારૂં આયુષ ઓછું થાય, જોને જાગીરે. ૩
તેં ભજન ઊપર ભાવ, કેહિ ન કીધોરે;
તેં સંત સમાગમ લ્હાવ, કાંઈ ન લીધોરે. ૪
તુંને રામ–નામનો રંગ, અંગ ન આવ્યોરે;
તેં સુપનામાં સત્સંગ, દાસ ન કાવ્યોરે. ૫
તેં અવનીમાં અવતાર, એળે ખોયોરે;
કહે પ્રીતમ ચેત ગમાર, જન્મ વગોવ્યોરે. ૬
માગશરે મૂરખ ચેત, હીમત રાખીરે;
તારો અવસર જાય અચેત, જોને જાંખીરે. ૧
તારા પંડમાં કર્યો પ્રવેશ, જરા દુઃખ લાવીરે;
તારા કાળા તજીને કેશ, સફેતી આવીરે. ૨
તારાં ગળે નાસિકા ને નેંણ, લાઠી કરમાંરે;
તારૂં બોલ્યું ન માને વેંણ, ગણે નહી ઘરમાંરે. ૩
તારે ઘરથકિ નવલો નેહ, નૌતમ નારીરે;
તુંને તજવા બેઠી તેહ, વિરહ વિસારીરે. ૪
તારો બોલતાં ફુગે છે બોલ, સુણે નહીં કાનેરે;
તારો ભાગી પડયો સૌ તોલ, કોઈ ન માનેરે. ૫
તું હવે કરી લે હેત, હરિની સાથેરે;
કહે પ્રીતમ ચિત્તમાં ચેત, આવે ઘાતેરે. ૬
પોષે ઓષડ એક, અંગ ન લાગેરે;

જો ઉપાય કરે અનેક, પીઠ ન ભાગેરે. ૧
તારે વિષે થયું વિપરીત, ભીતર ભેદ્યુંરે;
તોય પીવા વધારી પ્રીત, મૂળ ન છેદ્યુંરે. ૨
તુને જે આવે તે જોઇ, ઓષડ આપેરે;
એવો વૈદ્ય મળ્યો નહીં કોઇ, રોગને કાપેરે. ૩
કોઇ સાચા મળે સુખ થાય, ભવદુઃખ ભાગેરે;
તારો રોગ જન્મનો જાય, વાર ન લાગેરે. ૪
તારૂં શૂળ સમૂળું જાય, વેદના વળતીરે;
જેમ પીવે તેમ રસ પાય, સુખની સુરતીરે. ૫
તારી હોયે ભ્રમણા ભંગ, કર્મને કાપેરે;
કહે પ્રીતમ સાધુસંગ, સદા સુખ આપેરે. ૬
માહા વાયકનું જ્ઞાન, જેને જડિયુંરે;
તેને જીવ ઇશ્વરનું ભાન, પાછું પડિયુંરે. ૧
તેને ભાગી ભિન્નાભિન્ન, વસ્તુ વિચારીરે;
રસરૂપજ હરિમાં લીન, દીસે દેહધારીરે. ૨
ચિત્રામણમાં તરૂછાંય, જેવી દીસેરે;
એક અહી લખ્યો તે માંય, એ કેમ પીસેરે. ૩
એ જડ નહીં ચૈતન્ય; સેજ સ્વરૂપીરે;
એમ તત્ત્વદર્શીનું તંન, અમલ અરૂપીરે. ૪
એની કરે કલ્પના કોણ, પ્રગટ પોતેરે;
જેમ ગળ્યું ઉદકમાં લૂણ, જડે નહીં જોતેરે. ૫

તેને નહિ સંશય લવલેશ, આપા પરનોરે;
કહે પ્રીતમ એ ઉપદેશ, ગુરૂના ઘરનોરે. ૬

ફાગણ ફૂલ્યો ફૂલ, કૈવલ્ય કેરોરે;
રમે લેહેર તોરંગી લાલ, રંગ ઘણેરોરે. ૧
આ જ્યાં જોઉં ત્યાં તેમ, થઇને વિલસોરે;
તેને કળી શકે કહો કોણ, આપે ઉલસોરે. ૨
પશુ પક્ષી ને નરનાર, છે બહુ નામીરે;
એવો આદ્ય પુરૂષ અપાર, અંતરજામીરે. ૩
તેને જાણે કોઇ વિરલાજન, ત્રયગુણ ત્યાગીરે;
એનું દીસે રૂપ અખંડ, સમાધી લાગીરે. ૪
અરસ પરસ થયો એક, સાગર લ્હેહેરીરે;
એના દીસે ઘાટ અનંત, ન પડે ન્યારીરે. ૫
પટતંતુ નહિ હોય, દુગ્ધા એ ટાળોરે;
કહે પ્રીતમ અવર નહિ કોઈ, વસ્તુ ન્યાળોરે. ૬

ચૈતરે ચિત્ર વિચિત્ર, વહાલો બિરાજેરે;
ભર્યો બાહ્ય અભ્યંતર બ્રહ્મ, ઘટમાં ગાજેરે. ૧
કોઈ ધરે એકાંતે ધ્યાન; આસન વાળેરે;
તેમાં ચઢે ચોગણું માન, ગરવ ન ગાળેરે. ૨
કોઈ કુંભક કરે છે વાસ, પવન ચડાવેરે;
કોઇ અમૃત પિવાની આશ, જીભ વઢાવેરે. ૩
કોઇ નેતિ ધોતિ ધ્યાન, સાધન સાધેરે;
તોય ટળે નહિ અભિમાન, વાસના વાધેરે. ૪

કોઇ હમે રાત ને દિન, કસોટી કરવીરે;
જો બાળે વાસના બીજ, ટળે દેહ ધરવીરે. ૫
રહે ભજનમાં સોઈ, સ્હેજ સમાધીરે;
કહે પ્રીતમ કરે નહિ કોઇ, એમ ઉપાધીરે. ૬
વૈશાખે છે સુવિચાર, આદ્ય અનાદેરે;
કૈઇ પતિત પામ્યા પાર, સંતપ્રસાદેરે. ૧
તું સંતચરણુરજ લે, જીવન જાણીરે;
તું તન મન અરપી દે, ઉલ્રટ આણીરે. ૨.
તું એકમેક ગુલતાન, માનમાં રહેનેરે;
એવિ સ્હેજ દશાની સાન, સમઝી લેનેરે. ૩
તારા તનના તાપ ટળે, ન પીડે હૃદામાંરે;
તારા તનને એમ મળે, સુખ મહા પદમાંરે. ૪
એક બ્રહ્મ ભર્યો ભરપર, સચરાચરમાંરે;
તેનું નિરખી જોજે નૂર, નારી નરમાંરે. ૫
તેને રુપ રંગ નહિ કાંઇ, નિરાલંબ ભરિયોરે;
કહે પ્રીતમ એ જગસાંઈ, અખંડ બ્રહ્મ દરિયોરે. ૬
જેષ્ટ પદાર્થ જોઇ, ને રંગ લાગ્યોરે;
મારી બળ બુદ્ધિ સૌ ખોઈ, સંશય ભાગ્યોરે. ૧
આદ્ય સનાતન એક, સઘળે સરખોરે;

તું નિશંક થઈ નિઃશેષ, નિજપદ નિરખોરે. ૨
એને જનક સનક શુકદેવ, તેને જાણ્યુંરે;
તેના અંતર ટળ્યા અહંમેવ, મહા રસ માણ્યુંરે. ૩
જેણે પ્રીછી પરા ને પાર, તેનું વપું કેવુંરે;
જેવું શ્રીફલ સાકર સાર, સમઝી લેવુંરે. ૪
તેની ગોટલી ચોટલી સહિત, સર્વે મીઠુંરે;
એક દેહાતીત વિદેહ, દ્વૈત ન દીઠુંરે. ૫
એવો અકળ પુરુષ અવિનાશ, બળવંત બળિયોરે;
કહે પ્રીતમ પ્રગટયો પાસ, અંતર ટળીયોરે. ૬
આવ્યો માસ અષાઢ, અમૃત વરસેરે;
તું અનુભવિ આંખ્ય ઉઘાડ, આતમ દરસેરે. ૧
એક સન્મુખ સભર ભર્યોજ, સાગર મોટોરે;
તે મધ્યે જીવ કર્યોજ, જુગ પરપોટોરે. ૨
તેની ઊઠે લેહેર અનંત, અનંત ઠેકાણેરે;
તે સુખમાં ઝીલે સંત, જક્ત ન જાણેરે. ૩
તે જીવન મુક્તા જેહ, જક્તથી ન્યારારે;
તેને તપે નહિ ત્રિવિધિ તાપ, શિતળ અંગ સારારે. ૪
આ બ્રહ્માનંદ ભરપર, સુખનો ભરિયોરે;
જે રવિને તેજે જરૂર, તપે નહિ દરિયોરે. ૫
એવો મહા દશાનો મર્મ, અનુભવ આવ્યોરે;
કહે પ્રીતમ તે પરિબ્રહ્મ બંધમાં નાવ્યોરે. ૬

શ્રાવણ સુરતનો ખેલ, તુરતમાં આણ્યોરે;
હવે થૈ રહી રસનિ રેલ, જથારથ જાણ્યોરે. ૧
કરી રહ્યા નિજ ઠોર, ઘટમાં ગાજેરે;
એ ઉન્મુનિ આઠે પહોર, અલખ બિરાજેરે. ૨
નિરાલંબ અને નિરાધાર, કર્મ ન લાગેરે;
આ સૌ પ્રોઇ રહ્યા સંસાર, સોહં–બ્રહ્મ ધાગેરે. ૩
જેણે જાણી પોતાની જાત, પાંચ પચીસેરે;
જેમ દગ્ધ પટોળે ભાત, એવી દીસેરે. ૪
તે વરતાય નહી પહેરાય, જોયા જેવીરે;
તે દૂર થકિ દેખાય, મોહ્યા જેવીરે. ૫
તેના દેહના દોષ વિકાર, દહ્યા બ્રહ્મ અગનેરે;
કહે પ્રીતમ મળે એક તાર, ગાજે ગગનેરે. ૬
ભાદ્રપદ બ્રહ્મ રૂપ, જેને ભાસેરે;
કહો કોણ પડે ભવકૂપ, તત્ત્વ તપાસ્યેરે. ૧
ઇચ્છા થકીજ અવતાર, કૈવલ્ય કીધોરે;
એવો મનકલ્પિત સંસાર, માની લીધોરે. ૨
જેમ અમાવસે આકાશ, ચંદ્ર કે'વાનોરે;
એમ નિશ્ચે જગતનો નાશ, નથી રહેવાનોરે. ૩
આ મૃગજળ લેહેરિ થાય, દિનકર દાઝેરે;
તેમાં પશુ પછાડે પાવ, પીવા કાજેરે. ૪
તું રામ જગતને જાણ, મિથ્યા માનેરે;

જેમ નીર અડે હોય હાણુ, કાગળ પાનેરે.
આ બન્યો બાજીગરનો ખેલ, ખૂબ સ્વરૂપેરે;
જન પ્રીતમ મમતા મેલ, રહ્યો નિજ રૂપેરે.
આ સોહં બ્રહ્મ રમે, સકળ ઘટ સ્વામિરે;
પોતે પોતાને મન, અંતર જામીરે.
છે જ્ઞાન ઉજાગર જેહ, અનભય જોગીરે;
તે વસ્તુ સ્વરૂપ વિદેહ, બ્રહ્મારસ ભોગીરે.
એવા સુખના સાગર સંત, આનંદકારીરે;
તે વિખ્યાતા વેદાંત, પરઉપકારીરે.
ત્યાં વાગે અનહદ નાદ, આઠે પોહોરેરે;
તે શ્રુતિતણું સિદ્ધાંત, ચાલી જોનેરે. ૪
કોઈ શીખે સુણે ને ગાય, ગુરૂગમ આણીરે;
તે નર તદરૂપે થાય, એ એંધાણીરે. ૫
આ સદગુરૂ સંતપ્રસાદ, સમર્થ સ્વામિરે;
જન પ્રીતમ આણુછતો ગાય, ચરણ શિર નામીરે. ૬

